॥ ॐ तत्सत् ॥

# ॥ अथ श्री ज्ञानादर्शनी समज ॥

બનાવનાર

## શ્રી શંકર જગન્નાથતીર્થ સ્વામી.

શ્રી જગન્નાથપુરી, ગોવર્ધનમઠ.

દ્વિતીયાવૃત્તિ. પ્રતિ ૧૦૦૦.

છાપી પ્રસિદ્ધ કરનાર

**નરભેશંકર જગજીવન દવે.**

મેનેજર "મનોહર" પ્રેસ,

બંદરરોડ—કરાચી.

સંવત ૧૯૬૭. સને ૧૯૧૧.

॥ ॐ तत्सत् ॥

# ॥ श्री जगनाथो विजयतेतराम् ॥

# ॥ अथ श्री ज्ञानादर्शनी समज ॥



**सत्यं ज्ञानमनन्तं ब्रह्म ॥** બ્રહ્મરૂપી પરમાત્માનું લક્ષણ શું? એમ જિજ્ઞાસા થતાં કહેવામાં આવ્યું છે કે સત્યસ્વરૂપ, જ્ઞાનસ્વરૂપ અને અનન્ત સ્વરૂપ બ્રહ્મ છે. એ પરમાત્મા સાકાર, નિરાકાર અગર સગુણ નિર્ગુણ એ રીતે બે સ્વરૂપથી સ્થિત છે. સાકાર તે દીપ્તિરૂપ અને નિરાકાર તે જ્ઞપ્તિરૂપ છે તેને માટે કહ્યું છે કે—**तदे तत्सत्यमिति ॥** એ સત્યરૂપ પરમાત્મા બ્રહ્મ જેમ સમ્યક્ પ્રકારે પ્રજ્વલિત અગ્નિથી હજારો વિસ્ફુલિંગો (તણખા) ઉત્પન્ન થાય છે તે એક સરખા રૂપવાળા હોય છે તેમ અક્ષર જે પરમાત્મા તે થકી બે પ્રકારના સૌમ્ય ભાવવાળા ઉત્પન્ન થાય છે અને ત્યાંજ વ્યાપી રહેલ છે. તે દીવ્ય અને અમૂર્ત્ત પુરૂષ બાહ્ય અને આભ્યન્તર જન્મ મરણ રહિત, પ્રાણોપાધિ રહિત, મનની ઉપાધિ વિનિર્મુક્ત, શુદ્ધ સ્વરૂપ, અક્ષરથકી જે પર તે થકી પણ પર પરમાત્મા છે. એ પરમાત્મા થકી પ્રાણ, મન, સર્વે ઇંદ્રિઓ, આકાશ, વાયુ, અગ્નિ, જલ અને વિશ્વને ધારણ કરવાવાલી પૃથ્વી ઉત્પન્ન થઈ છે. એ પરમાત્માને સૂર્ય, ચંદ્ર, તારા, વિજળી, પ્રકાશ કરી શકતાં નથી તો આ અગ્નિ તો કયાંથીજ પ્રકાશ કરી શકે? તે પરમાત્માના પ્રકાશ-

થીજ આ બધું પ્રકાશે છે. તેનું આ જ્ઞપ્તિ સ્વરૂપ ચિહ્ન છે. અને આ • બિંદુ દીપ્તિ સ્વરૂપ ચિહ્ન છે.



**सदेव सौम्येद मग्र आसीदिति ।।**

હે સૌમ્ય ( પ્રિય દર્શન ) આ સમગ્ર જગત્ પ્રથમ સત્રૂપ હતું. તે નિત્ય મુક્ત, વિક્રિયાથી રહિત સત્યજ્ઞાન અને આનંદ સ્વરૂપ (સચ્ચિદાનંદ સ્વરૂપ) સર્વ તરફથી પૂર્ણ, સનાતન, એક અદ્વિતીય બ્રહ્મ હતું. તેમાં જેમ ક્ષાર ભૂમિમાં ઝાંઝવાનું જલ, છીપમાં રૂપું, સ્તંભમાં પુરૂષ, સ્ફટિકમાં જેવો સામે રંગ હોય તેવું આ સમગ્ર ભ્રાન્તિથી દેખાય છે. તેમ રજોગુણ, સત્વગુણ અને તમોગુણમય ત્રિગુણ સામ્યાવસ્થાવાળી અનિર્વચનીય મૂલ પ્રકૃતિ છે. એ મૂલ પ્રકૃતિ વિદ્યા અને અવિદ્યા એમ બે પ્રકારની છે. તેમાં લાલ રંગ તે વિદ્યાનો છે અને કાળો રંગ તે અવિદ્યાનો છે. વિદ્યાથી સમષ્ટિ અને અવિદ્યાથી વ્યષ્ટિ છે. તે સમષ્ટિ વ્યષ્ટિની એકતા સૂચક ચિહ્ન આ છે.



**सापुनर्विकृतिं प्राप्येति.** તે પ્રકૃતિ ફરી વિકૃતિને પામીને વિશેષ સત્વગુણ વાળી અવ્યક્ત નામની આવરણ શક્તિ થાયછે. આવરણ શક્તિથી વિશેષ રજોગુણવાળી મહત્ નામની વિક્ષેપ શક્તિ થાય છે, અને વિક્ષેપ શક્તિથી વિશેષ તમોગુણવાળી અહંકાર નામની સ્થૂલ શક્તિ થાય છે. ચૈતન્યના પ્રતિબિંબને ગ્રહણ કરી એ શક્તિઓથી જે જે વિશેષ રૂપો થયેલ છે, તે કહે છેઃ—**मूळप्रकृत्यामिति**—મૂળ પ્રકૃતિમાં પ્રતિબિં-

બવાળું જે સ્વરૂપ તે સાક્ષી ચૈતન્ય છે. મહત્ નામની વિક્ષેપ શક્તિમાં પ્રતિબિંબવાળું જે સ્વરૂપ તે હિરણ્યગર્ભ ચૈતન્ય છે. અહંકાર નામની સ્થૂલ શક્તિમાં પ્રતિબિંબ થયેલું રૂપ તે વિરાટ્ ચૈતન્ય છે. અને અવ્યક્ત નામે આવરણ શક્તિમાં પ્રતિબિંબિત જે સ્વરૂપ તે ઇશ્વર ચૈતન્ય છે. એ પ્રમાણે સાકાર અને સગુણ સ્વરૂપ છે. આ સગુણ સાકાર સ્વરૂપનું ઉપાસન કરવાનું અધિકારી પરત્વે ભિન્ન ભિન્ન રૂપે કથન કરેલ છે. કારણ કે જેવું જેવું દરદ તેવું તેવું ઔષધ હોય છે. તે પ્રમાણે **योगदर्शन** ના ચિત્ત નિરોધના ઉપાયમાં કહ્યું છે કે **यथाभिमत ध्यानाद्वा** જે પોતાને અભિમત કહેતાં પ્રિય હોય તેનું ધ્યાન કરવાથી પણ ચિત્તનિરોધ થાય છે. એ પ્રમાણને અનુસાર આપણા વૃદ્ધોએ પંચાયતન દેવોનું પૂજન તથા ઉપાસના કહેલ છે. અને તે પાંચે એકજ દેવ છે પણ રૂચિને અનુસારે અધિકારી ભેદે તેને તે તે દેવ ઉપાસવા બોધેલ છે. તે **गणेश इति**—ગણપતિ, સૂર્ય, વિષ્ણુ, રૂદ્ર અને શક્તિ, એ શાશ્વત જે પંચાયતન દેવો વેદમાં પૂજવા યોગ્ય કહેલ છે. વળી—**ब्रह्मा विष्णु-श्चरुद्रश्चेति**—બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, ઇશ્વર, અને સદાશિવ એ પાંચે દેવો પ્રખ્યાત છે. અને એ પાંચે બ્રહ્મ સ્વરૂપજ છે. (અર્થાત્ બ્રહ્મ સ્વરૂપ એકજ દેવ છે એ પાંચે જુદા નથી એક છતાં અધિકારી ભેદે ઉપાસનામાં પૃથક્ કહ્યા છે. વસ્તુતાએ એકજ છે ) એ ગણપતિ, બ્રહ્મા, ભાસ્કર, વિષ્ણુ, રૂદ્ર, ઇશ્વર અને સદાશિવ પ્રણવમાં ગોઠવ્યા છે. તે પ્રાણાયામ મંત્રથી એટલે સપ્ત વ્યાહૃતિ અને શિરો મંત્ર યુક્ત ગાયત્રી મંત્રથી ઉપાસન કરવાનું છે. તે—**अथ सर्व देवतात्मन इति** હવે સર્વ દેવનો આત્મા, સર્વેની શક્તિ અથવા સર્વ શક્તિમાન્, સર્વનો

પ્રકાશક, તેજોમય, પરમાત્માનું સર્વાત્મક સ્વરૂપ પ્રતિપાદન કરનાર ગાયત્રી મહા મંત્રનો ઉપાસનાનો પ્રકાર પ્રકાશ કરાય છે. (અર્થાત્ કહેવામાં આવે છે) પ્રાણાયામમાં પ્રણવાદિ સપ્તવ્યાહૃતિ અને શિરઃસમેત ગાયત્રીને સર્વ વેદના સારરૂપ કહે છે. એ પ્રકારે ગાયત્રી પ્રાણાયામ વડે ઉપાસના કરવા યોગ્ય છે. વળી પ્રણવ અને ત્રણ વ્યાહૃતિ સહિત અન્તમાં પ્રણવવાળી ગાયત્રી જપાદિવડે ઉપાસના કરવા યોગ્ય છે. એ સપ્ત વ્યાહૃતિ–**भूः भुवः स्वः महः जनः तपः** અને **सत्यं** એ છે. હવે પ્રાણાયામે કરી પ્રાણવાયુને મૂલાધાર, સ્વાધિષ્ઠાન, નાભિ નીચે વૈશ્વાનર અગ્નિસ્થાન, મણિપુર, અનાહત, વિશુદ્ધ, આજ્ઞાચક્ર, વગેરે સ્થાનોએ લઇ જઇ પરમાત્માને પામવા માટે જે ચક્રભેદ કરી ધારણા, ધ્યાન, સમાધિ કરવા યોગ શાસ્ત્રમાં કહેલ છે. તે બતાવેલ છે અને તે તે ચક્રે જે જે દેવો છે, તે શક્તિએ સહિત બતાવેલ છે. તેજ ગણપતિ, બ્રહ્મા, ભાસ્કર, વિષ્ણુ, રૂદ્ર, ઇશ્વર અને સદાશિવ છે. અને તે પ્રણવમાંજ ગોઠવ્યા છે. તે એમ બતાવવા કે તેઓ પરમાત્માથી પૃથક્ નથી. હવે પ્રણવ ૐ આ પ્રમાણેજ શા માટે લખ્યો તે બતાવવા માટે કહ્યું છે કે-

**तारकं दंडकं चैवोति**—પ્રથમ ૐકારમાં આ ૩ ત્રગડાના આકાર જેવો જે છે તે તારક નામથી કહેવાય છે. આ ⌐ દંડના આકાર જેવો છે તે દંડક કહેવાય છે. આ ૦ કુંડલના આકાર જેવો તે કુંડલ કહેવાય છે. આ ◡ આકૃતિ અર્ધચંદ્ર જેવી છે. તે અર્ધ માત્રા કહેવાય છે. અને આ • પાંચમી બિંદુ જેવી આકૃતિ છે. એ પાંચે સનાતન બ્રહ્મ છે એમ સમજાવવા માટે પ્રતિપાદન કરેલું છે. તેથી સમજાશે કે બ્રહ્મ જે પરમાત્મા છે, તે એકજ છે. અને ઉપાસનામાં અધિકારી પરત્વે ભિન્ન ભિન્ન બતાવેલ છે. કાંઇ નાહકનો કલેશ કરી જુદા સમજી

આપસ આપસમાં વઢી (લડી) મરવા માટે નથી; છતાં નાહક, ખરૂં તાત્પર્ય સમજ્યા વિના એક બીજા પરસ્પરમાં વઢી (લડી) મરે છે, એ અજ્ઞાનતાને લીધેજ છે. એ નિશ્ચય સમજવું. સાથે પ્રાણાયામ મંત્ર તથા તેનો અર્થ બતાવેલ છે. વળી સપ્ત વ્યાહૃતિ અને તેના દેવો, ગાયત્રી મંત્રના ત્રણે પાદ અને દરેક અક્ષરના દેવો તથા શિરોમંત્રના દેવો સહિત બતાવેલ છે. તે સ્ફુટ સમજવા માટે છે. વળી તે પ્રાણાયામ મંત્રને પાંચ ભાગમાં લખ્યો છે. તે પંચ કોશથી પર પરમાત્મા છે એમ બતાવવા માટે છે. એ ષટ્ચક્રના દેવો તથા સપ્તવ્યાહૃતિ યોગ રીતિએ સમજાવીને પછી વેદાન્ત રીતિએ સમજણ પાડવા માટે લખ્યું છે કે—

**भूरिति भूः** એ પ્રકારે નિત્યપણું કહેવાય છે. **भुवइति भुव** એ પ્રકારે સર્વને ભાવના કરે છે, પ્રકાશ કરે છે, એ પ્રમાણે વ્યુત્પત્તિવડે ચિદ્રૂપપણું કહેવાય છે. **स्वारिति स्वः** એ પ્રકારે સારૂં સર્વે એ ભજવા યોગ્ય સુખરૂપપણું કહેવાય છે. **महइति महः** એ પ્રકારે મહાન્ પૂજાય છે એવી વ્યુત્પત્તિવડે સર્વાતિશયપણું કહેવાય છે. **जनइति जनः** એ પ્રકારે ઉત્પન્ન કરે છે એવી વ્યુત્પત્તિવડે સકલ કારણપણું કહેવાય છે. **तपइति तपः** એ પ્રકારે સર્વ તેજોરૂપપણું કહેવાય છે. **सत्यमिति सत्यम्** એ પ્રમાણે સર્વ બાધા રહિતપણું કહ્યું છે. ઇશ્વરનું મૂર્તસ્વરૂપ આકૃતિ ચિત્રેલી છે, અને અમૂર્ત સ્વરૂપ ૦ બિંદુ કહેલ છે. બિંદુથી સર્વે આકૃતિઓ થયેલ છે. તેની સમજ ઉપર આપી છે. એ દિપ્તિરૂપ છે. સર્વે વ્યવહાર જ્ઞપ્તિ અને દિપ્તિ રૂપથી થાય છે. જ્ઞપ્તિનું સ્થૂલરૂપ નાદ છે, અને તે સર્વે વાણીનું મૂળ છે. વાયુ, આકાશ, તન્માત્રા, અહંકાર, મન, બુદ્ધિ, ચિત્ત, અન્તઃકરણ, મહત્તત્વ, પ્રકૃતિ, પુરૂષ અને

પરમાત્મા એ સર્વે જ્ઞપ્તિ રૂપ છે, અને લિપી તથા આકૃતિઓ સર્વે દીપ્તિ રૂપ છે. તે સર્વે આકૃતિઓનું સૂક્ષ્મ રૂપ બિંદુ છે. તે પ્રમાણે વાણી તથા લિપી વતી સર્વ વ્યવહાર થાય છે. જણાય તે જ્ઞપ્તિ, અને દેખાય તે દીપ્તિ છે. પ્રથમ આવું ☼ નાહાનું રૂપ બતાવ્યું છે. અને પછીથી



આવું મોહોટું રૂપ બતાવ્યું છે તેનું કારણ કે પરમાત્મા ઝીણામાં ઝીણો અને મહોટામાં મહોટો છે તે સૂચવવાને માટે અને તેને માટે **अणोरणीयान्महतो महीयानीति** શ્રુતિ–અર્થ સમેત ઉપર લખેલ છે. ॐ

આ પ્રમાણે લખી એ બતાવ્યું જે આ પરમાત્માના એક કિરણમાં સપ્ત વ્યાહૃતિ રૂપી સપ્તલોક તથા નીચેનાં સપ્ત પાતાલ મળી ચૌદ લોકનું એક બ્રહ્માંડ, એવા અસંખ્ય કિરણોમાં ॐ લખી અસંખ્ય બ્રહ્માંડો પરમાત્માના પ્રકાશમાં ત્રસરેણુની માફક ઉડતાં ફરે છે. અને બ્રહ્માંડો તથા બ્રહ્માંડોના અધિષ્ઠાતા દેવો એ બધાં જે પરમાત્માના કિરણો છે, એમ બતાવ્યું છે. એ પરમાત્મા કોણ છે ? એ જિજ્ઞાસાને દૂર કરવા માટે કહ્યું છે કે–**यतोवेति**–જે થકી આ સર્વ પ્રાણીઓ (ભૂતસમૂહ) ઉત્પન્ન થાય છે. **येनजातानीति**–ઉત્પન્ન થયેલાં પ્રાણિઓ (ભૂતો) જેણે કરી જીવે છે. **यत्प्रयन्त्यभि संविशन्तीति**–ગતિ કરતાં સર્વે ભૂતો જેની અંદર લય પામે છે, એવી રીતનું પરમાત્માનું તટસ્થ લક્ષણ છે. **तद्विजिज्ञासस्व**–તે સ્વરૂપને જાણવાની ઇચ્છાવાળો થા. **तद्ब्रह्मेति**–તે બ્રહ્મ છે. એ પ્રમાણે કહેલ છે. તે બ્રહ્મ કોણ ? એવી જિજ્ઞાસા ઉત્પન્ન થતાં કહ્યું છે કે **प्रज्ञानंब्रह्म**—પ્રજ્ઞાન

બ્રહ્મ છે. પ્રજ્ઞાન બ્રહ્મ તે શુ? તેમ જીજ્ઞાસા થતાં કહ્યું છે કે-**अय मात्माब्रह्म**—આ આત્મા બ્રહ્મ છે. આત્મા કોણ? એમ જિજ્ઞાસા થતાં કહ્યું છે કે -**तत्त्वमासि** તે તું છે. આ વાક્યનું શ્રવણ, મનન, અને નિદિધ્યાસન થઇ નિશ્ચય થયા પછી કહેછે કે **अहंब्रह्मास्मि**—હા હું બ્રહ્મ છું. વળી વિચાર કરી જોતાં અનુભવમાં આવતાં કહેવાય છે કે **सर्वं खल्विदं ब्रह्म**—ખરી રીતે સર્વ આ નામ રૂપાત્મક જગત્ બ્રહ્મ રૂપજ છે. પછી **पूर्णमद इति**—એ પ્રકારે પરોક્ષ રીતે કહેલું વ્યાપક બ્રહ્મ તથા અપરોક્ષ રીતે વ્યાપી રહેલુ પૂર્ણ બ્રહ્મ, અને જે વ્યાપકથી પણ વ્યાપક રૂપે રહેલ છે. તે પૂર્ણ સ્વરૂપ બ્રહ્મનું પૂર્ણપણું લઇને શેષ પૂર્ણ સ્વરૂપજ બાકી રહે છે. તે પૂર્ણરૂપ લિપીમાં ◆ બિંદુરૂપ છે. અને તે ☀ દીપ્તિ (જ્ઞાનસ્વરૂપ) છે. દીપ્તિસ્વરૂપ ◆ બિંદુથી લીટી, વર્તુલ, ત્રિકોણ, ચતુષ્કોણ, ષટ્કોણ, અષ્ટકોણ, વગેરે સમગ્ર આકૃતિઓ સમજાવી છે. પછી અનુભવથી કહે છે કે-**नेहनानास्ति किंचन**—આ જે અનેક પ્રકારે જ્ઞાન થયા પહેલાં બીજા સ્વરૂપે ભાસતું હતું. પણ હવે (જ્ઞાન થયા પછી) એ તમામ પરમાત્મા શિવાય બીજું કાંઇ છેજ નહિ એમ



બતાવી આવી આકૃતિ કરી અને ચારે બાજુએ પણ જુદા જુદા રંગના પ્રણવો લખીને પણ એજ બતાવ્યું છે કે જે આ સમગ્ર છે તે પરમાત્મા રૂપજ છે. એ શિવાય બીજું કાંઇ પણ જ્ઞાન દૃષ્ટિમાં છેજ નહિ. પછી ચારે તરફ કહ્યું છે કે-**ऋतेज्ञानान्न मुक्तिः** જ્ઞાન શિવાય મુકિત નથી.

ત્યાગી પુરુષોએ પરમાત્માને કેવળ પુરુષ રૂપથી ધ્યાન કરવાને માટે પુરુષોનાં સ્વરૂપો ચિતરેલાં છે. અને ત્યાગી સ્ત્રીઓએ શક્તિ રૂપથી ધ્યાન કરવાને સુગમ પડે તે માટે શક્તિયો ચિતરવામાં આવેલ છે. અને ગૃહસ્થ પુરુષ અગર સ્ત્રીઓ માટે પુરુષ અને શક્તિ સ્વરૂપો ચિત્રેલાં છે. કારણ કે સજાતીયનું ધ્યાન ધરવાથી વિકાર પ્રાપ્ત થતો નથી. વિજાતીયનું ધ્યાન ધરવાથી વખતે વિકારનો સંભવ રહે છે. અને કહ્યું પણ છે કે, **द्वितीयाद्वैभयंभवति ।** બેપણાથી નિશ્ચય ભય થાય છે. ગુજરાતીમાં પણ કહ્યું છે કે, "બગડે બે" બે પણું છે ત્યાં બગડવા પણું છે. અને એક છે ત્યાં આનંદ છે. માટે સજાતીય ધ્યાન કરવા કહેલ છે. કદાચ માતા પિતા રૂપે ધ્યાન ધરે તોપણ અડચણ નથી. કારણ કે માતા પિતામાં વિકાર બુદ્ધિ થતી નથી--આનું નામ "**ज्ञानादर्श**" શા માટે પાડયું છે ? તે જણાવવા માટે કહેવાય છે કે **ज्ञान+आदर्श="ज्ञानादर्श"** એટલે જ્ઞાનનું દર્પણ જેમ એક જંગી પહાડ, ઝાડની ઘટા, ઝરણો, દેવાલયો વગેરેથી ભરપૂર હોય, તેની સામે દર્પણ રાખવાથી તે દર્પણ ન્હાનું છતાં અને પહાડ મ્હોટો છતાં પહાડનું પ્રતિબિંબ દર્પણમાં સમાય છે. તેમ આ "જ્ઞાનાદર્શ" રૂપી દર્પણમાં પરમાત્માને પામવાના સમગ્ર ગ્રંથોનો સમાવેશ થયેલ છે. અને વેદમાં કર્મ, ઉપાસના અને જ્ઞાન એવા ત્રણ કાંડ છે તેનો પણ સમાવેશ થયેલ છે. તેથી જો આ યથાર્થ સમજાય તો બીજાની અપેક્ષા થોડીજ રહેશે. વળી આ "**ज्ञानादर्श**" તકતામાં જડી ઘરમાં રાખવાથી શોભા આપે તેમ છે. પ્રાત:કાળમાં દેવનાં દર્શન કરવાં હોય તો થઈ શકે તેમ છે. અને સમજ સાથે યથાર્થ સમજવાથી કલ્યાણ થાય તેમ છે. તેને લઇ આ "**ज्ञानादर्श**" નિર્વિવાદે અતિ

ઉપયોગી છે. આ ઉપરથી ભિન્ન ભિન્ન દેવોની સ્માર્ત ધર્મવાળાને ઉપાસના અધિકારી ભેદે જુદી જુદી બતાવી છે, પણ તે વસ્તુતાએ એકજ છે એમ સમજાશે. અને તેથી જે લોકો નાહક અંદર અંદર કલેશ કરે છે તે દૂર થવાનો સંભવ છે.

આ ગુજરાતમાં મુખ્ય કરી શૈવ વૈષ્ણવ એમ બે ધર્મનું વિશેષ પ્રાબલ્ય છે. તેમાં વૈષ્ણવો દરજીને ત્યાં કપડું શિવડાવવા જાય તો ત્યાં પણ કપડું શિવ એમ કહેતા નથી; કારણ કે એમ કહેવાથી શિવનું નામ આવી જાય તો તેમને ઠીક લાગતું નથી; તેથી કપડું બનાવ, અંગરખું બનાવ એમ કહે છે. અને શિવ પરત્વે તથા રુદ્રાક્ષ પરત્વે બહુ દ્વેષ કરે છે. તેવીજ રીતે અજ્ઞાની શૈવો પણ વિષ્ણુ પરત્વે દ્વેષ કરેછે. તે મૂર્ખાઇ શિવાય બીજું કાંઇજ નથી. શિવ એટલે મંગળ, કલ્યાણ, અને વિષ્ણુ એટલે વ્યાપક એવો અર્થ થાય છે. વળી ગ્રંથોમાં પણ એમની એકતાજ છે. જુદાપણું છેજ નહીં, તેમ શિવનું નામ લેવાને અડચણ નથી. તે જણાવવા માટે કહેવામાં આવે છે કે–

**यजुर्वेद अ. १६ मंत्र ४१–नमःशम्भवायच मयो भवायच नमःशंकरायच मयस्करायच नमः शिवायच शिवतरायच ॥** સુખ ભોગ મોક્ષરૂપ સુખ દેવાવાળા ભકતોને ભોગ મોક્ષ સુખના દાતા કલ્યાણરૂપ કલ્યાણકારી શિવને નમસ્કાર છે. શ્વેતાશ્વતરઉપનિષદ્‌માં કહે છે કે–**एका हिरुद्रोन द्वितीयायतस्थु : ॥** અન્તકાલમાં એક રુદ્રજ અવશેષ રહે છે બીજું રહેતું નથી. **ज्ञात्वा शिवं शान्तिमत्यन्त मेती ॥** શિવને જાણીને અત્યન્ત શાંતિને પામે છે, અર્થાત્ શિવના જ્ઞા-

નથીજ મુક્તિ થાય છે. તથા શ્રુતિઃ **त्र्यम्बकं यजामहे सुगन्धिं पुष्टिवर्द्धनं उर्वारुकमिव बन्धनान्मृत्योर्मुक्षीयमामृतात् ॥** શ્રેષ્ટ ગંધવિશિષ્ટ દ્રવ્યથી ભૂષિત, ભોગ મોક્ષરૂપ પુષ્ટિની વૃદ્ધિ કરવાવાળા ત્રણ લોકના પિતા અથવા ત્રણ કાલમાં વેદ રૂપ શબ્દવાળા, ત્રણ **अकार, उकार, मकार** થી સિદ્ધ થવા વાલા, અથવા પૃથ્વી, અન્તરિક્ષ, સ્વર્ગ રૂપ ત્રણ નેત્રવાળા શિવનું હું પૂજન કરૂં છું, તે મને મૃત્યુથી છોડાવીને જે જન્મ મરણનો ક્લેશ દે છે તેથી છોડાવીને જેમ પાકી સાકરટેટીનું ફળ શાખાથી પોતાની મેળે અલગ થાય છે, તેમ મને મૃત્યુથી છોડાવીને મુક્તિથી ન છોડાવો. અર્થાત્ મને મુક્તિનો ભાગી કરો. વળી શ્વેતાશ્વતર ઉપનિષદ્‌માં કહ્યું છે કે—**देवानां प्रभवश्चोद्भवश्च विश्वाधिपो रुद्रो महर्षिः । हिरण्यगर्भं जनयामास पूर्वं स नो बुध्या शुभया संयुनक्तु ॥** દેવતાઓની ઉત્પત્તિ, પાલન, પ્રલય કરવાવાળા સંસારના અધિપતિ રૂદ્ર મહર્ષિએ પ્રથમ બ્રહ્માને ઉત્પન્ન કર્યા છે. તે અમારી બુદ્ધિને શ્રેષ્ટ કાર્યમાં લગાવે. આ મંત્રથી શિવને સર્વ સંસારનું કારણ કહીને **विश्वस्यैकं परिवेष्टितारमीशं तं ज्ञात्वाऽमृता भवन्ति ॥** સર્વ સંસારના નિયન્તા મહાદેવને જાણીને મુક્ત થાય છે. તથા **मवेत विदित्वातिमृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय ॥ यजु०** તે મહાદેવના જ્ઞાનથી મુક્ત થાય છે, તેથી અન્ય મુક્તિનો ઉપાય નથી. વળી **यएतद्विदुरमृतास्ते भवन्त्यथेतरे दुःखमेवापयन्ति ॥** જે પુરૂષ મહાદેવની ઉપાસના કરે છે, તે મુક્ત થાય છે, અને અન્ય પુરૂષ

જન્મ મરણરૂપી દુઃખ ભોગવે છે. ફરી ચોથા અધ્યાયના ૨૧ મા મંત્રમાં કહ્યુ છે કે—रुद्रयत्ते दाक्षिणं मुखं तेनमां पाहिनित्यम् ॥ હે રુદ્ર જે તમારૂં દક્ષિણ મુખ છે, તે વડે નિત્ય અમારી રક્ષા કરો. શ્વેતાશ્વતર ઉપનિષદ્‌માં કહ્યું છે કે मायांतुप्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरं ॥ तस्यावयवभूतैस्तु व्याप्तं सर्वमिदं जगत् ॥ માયાને પ્રકૃતિ જાણે અને માયીને મહેશ્વર જાણે, તેના અવયવરૂપ ભૂત વડે આ સર્વ જગત્ વ્યાપેલું છે. મહાનારાયણોપનિષદ્‌માં કહ્યું છે કે-योवेदादौस्वरःप्रोक्तो वेदान्तेच प्रतिष्ठितः। तस्यप्रकृतिलीनस्य यः परः स महेश्वरः॥ જે વેદાદિમાં સ્વર કહ્યો છે, જે વેદાન્તમાં પ્રતિપાદન કરેલ છે. તે પ્રકૃતિલીનતા પર જે છે તે મહેશ્વર છે. કૈવલ્યો-પનિષદ્‌માં કહ્યું છે કે—उमासहायं परमेश्वरं विभुं त्रिलोचनं नील-कण्ठं प्रशान्तं ॥ ध्यात्वा मुनिर्गच्छति भूतयोनिं समस्तसाक्षिं तमसः परस्तात् ॥ પાર્વતિસહાય પરમેશ્વર, સર્વવ્યાપક, ત્રિલોચન, શાન્ત નીલકંઠનું ધ્યાન કરી સમસ્તના સાક્ષિરૂપ અંધકારથી પર રહેલા શિવને પ્રાપ્ત થાય છે. વળી શ્રુતિમાં કહ્યું છે કે—तस्य प्रोक्ता अग्र्या स्तन्वो ब्रह्मा विष्णू रुद्रः सब्रह्मा सशिवः ॥ પ્રથમ શરીરો જે બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર તે તેનાં પરમાત્માનાંજ કહ્યાં છે. તે બ્રહ્મા તેજ શિવ છે. એ રીતે શ્રુતિએ અભેદ પ્રતિપાદન કરેલ છે. તથા અગ્નિપુરાણ અધ્યાય ૧૨ ઉદાહરણ સ્થલમાં કહ્યું છે કે— आवयोर्नास्तिभेदो वै भेदी नरकमाप्नुयात्। આપણા બેમાં ભેદ નથી છતાં જે પુરુષ મારા

અને તમારામાં ભેદ જાણે છે તે નરકને પામે છે. વાલ્મિકીય રામાયણના લંકા કાંડના ૧૨૫ સર્ગમાં રામચંદ્રે લંકાથી અયોધ્યાએ જતાં પુષ્પક વિમાનમાં બેઠાં જાનકીજીને કહેલ છે કે—**अत्रपूर्वं महादेव प्रसाद मकरोद्विभुः ॥** અહિંઆ સાગરના કીનારાપર રાવણને માર્યા પહેલાં મેં મહાદેવજીનું પૂજન કર્યું હતું, અને તે મારા ઉપર પ્રસન્ન થયા હતા. તથા મહાભારત વનપર્વ અધ્યાય ૩૯, શ્લોક ૬૫ માં કહ્યું છે કે **—शरण्यं शरणं गत्वा भगवन्तं पिनाकिनम् ॥ मृन्मयंस्थंडिलं कृत्वा माल्येना पूजयद्भवम् ॥** અર્જુન શરણાંગત રક્ષક, મહાદેવજી-ના શરણને પ્રાપ્ત થઇને મહાદેવજીની મૂર્તિ—કાયમ મૂર્તિ બનાવીને ગંધ પુષ્પાદિથી પૂજન કરવા લાગ્યો. તથા વનપર્વ અ. ૮૩ માં મૃગધુમ તીર્થ પ્રસંગમાં અગસ્ત્યે કહ્યું છે કે—**मृगधूमंततो गच्छेत् त्रिषु लोकेषु विश्रुतम् ॥ तत्राभिषेकं कुर्वीत गंगायां नृपसत्तम ॥ अर्चयित्वा महादेव मश्वमेधफलंलभेत् ॥** મૃગધુમ તીર્થમાં જઇને ગંગાસ્નાન કરી મહાદેવજીનું પૂજન કરવાથી અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે. ફરી ત્યાંજ પંચવટી તીર્થ યાત્રામાં—**यत्रयोगेश्वर : स्थाणु : स्वयमेव वृषध्वजः॥ तमर्चयित्वादेवेशंगमनादेव सिध्यति॥** જ્યાં યોગેશ્વર વૃષભધ્વજ (શંકર) સ્વયંસ્થિત છે, કેવળ તેમની અર્ચા કરીસ્વસ્થલે જ-વાથી પુરુષ સિદ્ધ થાય છે. ફરી એજ પ્રસંગમાં—**तत्रैव महाराज वि-श्वेश्वरमुमापातिम्॥ अभिगम्य महादेवं मुच्यते सर्व किल्बिषैः॥** હે મહારાજ એ સ્થાનમાં વિશ્વેશ્વર ઉમાપતિનું અર્ચન કરવાથી સર્વ

પાપ નષ્ટ થઇ જાય છે. ફરી અ. ૮૪ માં કહ્યું છે કે—**ततो वाराणसींगत्वा अर्चयित्वा वृषध्वजम् ॥ कपिला हृदेनर : स्नात्वा राजसूय फलंलभेत् ॥** પછી કાશીમાં જઈ ઉમાપતિનું પૂજન કરી કપિલાહૃદમાં સ્નાન કરવાથી રાજસૂય યજ્ઞનું ફળ પ્રાપ્ત થાય છે. દ્રોણ પર્વમાં કહ્યું છે કે—**जन्म कर्म तपोयोगा स्तयोस्तवच पुष्कलम् ॥ ताभ्यां लिंगेऽर्चितो देवस्त्वयाऽर्चायां युगे युगे ॥ सर्वरूपं भवं ज्ञात्वा लिंगे योऽर्चयति प्रभुं ॥ आत्मयोगाश्च तास्मिन्वै शास्त्र योगाश्च शाश्वता : सर्व भूतं भवं ज्ञात्वा लिङ्ग मर्चातिय : प्रभो : तास्मिन्नभ्यधिकां प्रीतिं करोति वृषभध्वज : ॥** દ્રોણાચાર્યના મૃત્યુ પછી અશ્વત્થામાનાં અસ્ત્ર જ્યારે કૃષ્ણાર્જુન ઉપર નિષ્ફળ થયાં ત્યારે અશ્વત્થામાએ તેને ધિક્કાર દીધો, ત્યારે વ્યાસજીએ આવીને કહ્યું કે જન્મકર્મ તપયોગ તમારાં કૃષ્ણાર્જુન તુલ્યજ છે પરન્તુ એ બેએ શિવલીંગનું પૂજન કર્યું છે અને તેં શિવમૂર્તિનું પૂજન કર્યું છે. જે શિવને સર્વસ્વરૂપ જાણીને લિંગાર્ચન કરે છે તેનામાં આત્મયોગ અને સમ્પૂર્ણ શાસ્ત્રયોગ પ્રાપ્ત થાય છે. જો શિવને સર્વ ભૂતમય જાણીને પૂજે છે તો શિવજી એના ઉપર બહુ પ્રીતિ કરે છે. ફરી એજ પર્વના અધ્યાય ૨૦૩ માં **ऋषयश्चैव देवाश्च गन्धर्वाप्सरसस्तथा ॥ लिङ्गम स्वार्चयन्तिस्म तच्चाप्यूर्ध्वं समास्थितम् ॥** વ્યાસજીએ અર્જુનને કહ્યું છે કે—ઋષિ, દેવતા, ગંધર્વ, અપ્સરા એઓ ઉર્ધ્વ સ્થિત લિંગનું પૂજન કરવા લાગ્યા—**यस्य ब्रह्माच विष्णुश्च त्वंचापि**

सहदैवतैः अर्चयेथाः सदालिङ्गं तस्माच्छ्रेष्ठ तमो हिसः ॥ મહાભારત અનુશાસન પર્વ અ. ૧૪ માં ઉપમન્યુ આચાર્યે શ્રી કૃષ્ણ પરત્વે કહ્યું છે કે—જેના લિંગને બ્રહ્મા, વિષ્ણુ અને દેવતા સહિત સદા તમે પૂજો છો. તે કારણથી તે સર્વ શ્રેષ્ઠ છે. બ્રહ્મવૈવર્ત પુરાણના કૃષ્ણ જન્મ ખંડ અધ્યાય ૩૭ માં શ્રી કૃષ્ણે રાધિકાને કહ્યું છે કે— ममभक्तिंच दास्यंच मुक्तिंच सर्व सम्पदाम् । सर्व सिद्धिं दातुमीशा नदाता शङ्करात्परः ॥ મારી ભક્તિ, દાસ્યતા, ભુક્તિ, મુક્તિ વગેરે સર્વ સર્વ સંપત્તિ દેવાવાળા મહાદેવના શિવાય બીજો કોઈ દાતા નથી. વિષ્ણુ પુરાણના પાંચમાં અંશના અધ્યાય ૩૩ માં કહ્યું છે કે—मतोऽविभिन्नमात्मानं द्रष्टुमर्हसि शङ्कर ॥ योहं सत्वं-जगच्चेदं सदेवासुर मानुषम् । अविद्या मोहितात्मानः पुरुषा भिन्नदर्शिनः ॥—શ્રી કૃષ્ણે શિવજીને કહ્યું છે કે—હે શંકર આપે બાણાસુરને અભયદાન આપ્યું છે. તે મેંજ આપ્યું છે. કારણ કે હું અને તમે એકજ છઈએ. જે હું છું તે તમે છો. દેવતા, અસુર, મનુષ્યોના સહિત આ સર્વ જગત્ મારૂં તથા તમારૂં રૂપ છે, ભિન્નદર્શી પુરુષ અવિદ્યાથી મોહિત થઈ રહ્યા છે તે કારણથી ભેદ માને છે. શ્રી દેવી ભાગવતના દશમસ્કંધ અધ્યાય ૧૨ ના શ્લોક ૪૦ માં— क्षेमीस्यात्किमु विश्वेशे कृतपापो जगद्गुरौ ॥ શ્રી વિષ્ણુએ કહ્યું છે કે—જગતના ગુરુ ! આપમાં પાપ બુદ્ધિ કરનારો પુરુષ કેવી રીતે સુખી થાય ? (અર્થાત્ નજ થાય) તથા દેવી ભાગવત દશમસ્કંધના ૬૮ મા અધ્યાયમાં કહ્યું છે કે—आराध्य देवदेवेशं शङ्करं लोक

शङ्करम् । तपसा तोषयित्वातं कैलासगिरि वासिनम् । रुक्मिण्यां तनयं लेभे दग्धं कामं पुनर्हरि : ॥ શ્રી કૃષ્ણે લોકનું કલ્યાણ કરનાર, દેવદેવેશ, શંકરનું આરાધન કરી કૈલાસમાં નિવાસ કરનાર તે શંકરને પ્રસન્ન કરી રુકિમણી નામનાં પોતાની સ્ત્રીમાં દગ્ધ થયેલા કામદેવ રૂપી પુત્ર ( પ્રદ્યુમ્ન રૂપે ) વરદાનથી મેળવ્યો. શાતાતપ મુનીએ ધર્મશાસ્ત્રના પ્રાયશ્ચિત પ્રકરણમાં કહ્યું છે કે–मद्यं पित्वा गुरुदारांश्च गत्वा स्तेयं कृत्वा ब्रह्महत्यांच कृत्वा । भस्मच्छन्नो भस्म शय्यां शयानो रुद्राध्यायी मुच्यते सर्व पापै : ॥ મદ્યપાન, ગુરુદાર ગમન, ચોરી અને બ્રહ્મ હત્યા કરનાર પુરુષ, તેના પ્રાયશ્ચિત માટે તમામ શરીરે ભસ્મોલેપન કરી ભસ્મની શય્યામાં શયન કરી રુદ્રાધ્યાયનો પાઠ કર્યા કરે તો તેથી ઉપરનાં તમામ પાપથી વિનિર્મુક્ત થાય છે. યાજ્ઞવલ્ક્ય કહે છે કે–ब्राह्मण : स्वर्णहारीतु रुद्रजापी जले स्थित : ॥ સુવર્ણ (સોના)ની ચોરી કરનાર બ્રાહ્મણ, રુદ્રાધ્યાયનો જપ કરવાથી શુદ્ધ થાય છે. અત્રિ ઋષિ કહે છે કે–एकादश गुणात्वापी रुद्रानावर्त्य शुद्धति ॥ અગ્યાર વખત શિવસ્મરણ કરી પાઠ કરવાથી શુદ્ધ થાય છે. अग्नि पुराण अध्याय ૫૪ માં पूज्यो हरस्तु सर्वत्रलिङ्गे, पूर्णार्चनं भवेत् ॥ સર્વત્રલિંગમાં પૂજન કરવાથી પૂર્ણાર્ચન થાય છે. લિંગનો અર્થ ઉલટો ન સમજાય તેને માટે સૂતસંહિતાના ચોથા અધ્યાયના ચોથા શ્લોકપરની તાત્પર્યદીપિકા નામે ટીકામાં કહ્યું છે કે–लीयन्ते यत्र भूतानि निर्गच्छन्तियत : पुन : ॥ तेनलिंगंपरं

**व्योम निष्कल : परम : शिव : ॥** જેમાં સર્વ પ્રાણીઓ લય પામે છે અને ફરીને જેમાંથી ઉત્પન્ન થાય છે. તેને લઈ તે લિંગ પરંવ્યોમ, નિષ્કલ પરમશિવ સ્વરૂપ છે. આ જ્યોતિઃસ્વરૂપ લિંગ શિવ સ્વરૂપ સ્વયં પ્રકાશ છે. સ્કંધપુરાણમાં લખ્યું છે કે—**एक एव शिव साक्षात्सृष्टि स्थित्यन्त सिद्धयो ब्रह्म विष्णु शिवाख्याभि : कलनाभिर्वि-जन्मते ॥** એક સાક્ષાત્ શિવજ ઉત્પત્તિ, પાલન, લય, કરવાને બ્રહ્મા વિષ્ણુ અને રૂદ્ર રૂપે થયા છે. સ્મૃતિમાં કહ્યું છે કે—**ब्रह्माणं केशवं रुद्रं भेद भावेन मोहिता : । पश्यन्त्येकं नजानन्ति पाखण्डोप हता जना : ॥** જેઓ બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્રને ભેદ ભાવ વડે મોહિત થઇને એક રૂપે જોતા નથી તથા એક રૂપે જાણતા નથી, તેઓ પાખંડી અને મોક્ષથી ભ્રષ્ટ થયા સમજવા. (તેમનો મોક્ષ થનાર નથી.) સૂતસંહિતામાં કહ્યું છે કે—**रजोगुणेन सछन्नो ब्रह्माधिष्ठाय तंगुणम् स्त्रष्टा भवति सर्वस्य जगत : पण्डितोत्तमा : । गुणेन तमसा छन्नो विष्णु : सत्व गुणं बुधा : । अधिष्ठाय भवेत्सर्व जगत : पालक : प्रभु : । तथा सत्वगुणच्छन्नो रुद्रो विप्रा स्तमोगुणम् । अधिष्ठाय भवेद्धन्ता जगत : सत्यवादिन : ॥** હે ઉત્તમ પંડિતો, રજોગુણથી આચ્છાદિત થયેલા બ્રહ્મા રજો-ગુણનો આશ્રય કરી સર્વ જગતના ઉત્પાદક થાય છે. તમો ગુણથી આચ્છાદિત થયેલા વિષ્ણુ, સત્વગુણનો આશ્રય કરી સર્વ જગતનું પાલન કરવામાં સમર્થ થાય છે. અને હે સત્યવાદી વિપ્રો

તેવીજ રીતે સત્વ ગુણથી આચ્છાદિત થયેલા રૂદ્ર, તમોગુણનો આશ્રય કરી જગતના સંહારક થાય છે. કુમારમાં કહ્યું છે કે-नमस्त्रिमूर्तयेतुभ्यं प्राकसृष्टेः केवलात्मने। गुणत्रयविभागाय पश्चाद्भेदमुपेयुषे ॥ આપ જે ત્રણ મૂર્તિઓવાળા છો, સૃષ્ટિથી પહેલાં કેવળ સ્વરૂપે રહેનારા છો અને પાછળથી ભેદ પામ્યા છો, તેમને પ્રણામ કરીયે છીયે. नमो विश्वसृजे पूर्वं विश्वं तदनु बिभ्रते॥ अथ विश्वस्य संहर्त्रे तुभ्यंत्रेधा स्थितात्मने॥ પ્રથમ જગતને સૃજતા પછી જગતનું પોષણ કરતા અને છેવટ જગતનો સંહાર કરતા એટલે એવી રીતે ત્રણ મૂર્તિઓરૂપે રહેલા સ્વરૂપવાળા આપને પ્રણામ કરીએ છીએ. વળી કાદંબરીમાં કહ્યું છે કે-रजोजुषे जन्मनि सत्ववृत्तये स्थितौ प्रजानां प्रलय तमः स्पृशे॥ अजाय सर्ग स्थिति नाशहेतवे त्रयीमयाय त्रिगुणात्मने नमः॥ પ્રજાઓની સૃષ્ટિ કરવાના સમયમાં રજોગુણને સેવનાર, સ્થિતિ કરવાના સમયમાં સત્વગુણને સેવનારા, પ્રલય કરવાના સમયમાં તમોગુણને સેવનારા, અજન્મા, સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલયના કારણરૂપ ત્રયવેદમય અને ત્રણ ગુણમય સ્વરૂપવાળા પરમાત્માને પ્રણામ કરીએ છીએ. श्याम श्वेतारुणाङ्गा जल धरणिधरोत्फुल्लपङ्केरुहस्था मोमासावित्रुपेतारथचरण पिनाकोग्रहुङ्कारशस्त्राः। देवाद्रि अष्टनेत्रा जगदवन समुच्छेदनोत्पत्तिदक्षाः प्रीताव: पान्तु नित्यं हरिहर विधयस्ताक्ष्र्य गोहंसपत्राः॥ અનુક્રમથી શ્યામ, શ્વેત તથા લાલ અંગો

વાળા, જલ, પર્વત અને પ્રફુલ્લિત કમળ ઉપર સ્થિતિ કરનારા, લક્ષ્મી, પાર્વતી અને સાવિત્રીથી સંયુકત, ચક્ર, પિનાક અને ઉગ્ર હુંકારરૂપી શસ્ત્રોવાળા, બે, ત્રણ અને આઠ નેત્રોવાળા, જગતનું રક્ષણ, પ્રલય અને ઉત્પત્તિની ક્રિયામાં કુશળ, ગરુડ, વૃષભ અને હંસરૂપી વાહનોવાળા, વિષ્ણુ, શિવ અને બ્રહ્મા એ ત્રણ દેવતાઓ તમારૂં રક્ષણ કરો. વિષ્ણુ ભગવાન્ કહે છે કે—**शिवो ममात्मा ममचक्षुरर्को बुद्धिर्गणेशो ममशक्तिराद्या। विभेदबुद्ध्या मयिये भजन्ति मामङ्गहीना नरके पतन्ति ॥** શિવ મારો આત્મા છે, સુર્ય મારાં નેત્ર છે. ગણપતિ મારી બુદ્ધિ, આદ્ય શકિત મારી શકિત તેઓમાં અને મારામાં વિભેદ બુદ્ધિથી જે પુરુષો મને ભજે છે. તે અંગહીન પુરુષો નરકમાં પડે છે. યાજ્ઞવલ્કય ઋષિ કહે છે કે—**यदा सन्नस्वभावेन विष्णुं वारुद्रमेववा। यथाशक्त्यर्चयेद्भक्त्या एतदीश्वर पूजनम् ॥** વિષ્ણુનું અથવા મહાદેવજીનું એકાગ્ર ચિત્ત વડે યથાશકિત પુષ્પાદિકોથી જે અર્ચન કરવું તેનું નામ ઇશ્વર પૂજન છે. બૃહસ્પતિજી કહે છે કે-**शिवार्चनं सदा कार्यं भुक्ति मुक्ति प्रदंनृभिः। प्राक्पश्चिमोदगास्यैस्तुप्रातः सायं निशासुच ॥** ભુકિત અને મુકિતને આપનારૂં શિવાર્ચન નરોએ હમેશાં પ્રાતઃકાળ, સાયંકાળ અને રાત્રિને વિષે પૂર્વ, પશ્ચિમ અને ઉત્તરાભિમુખે કરવું. અત્રિ ઋષિ કહે છે કે-**यथा लब्धोपचारैस्तुषोडशैः श्रद्धयायुतः ॥ द्विजः संपूजयन्नित्यं वेदोक्त विधिना सुरान् ॥** હમેશાં શ્રદ્ધાયુકત દ્વિજ યથા પ્રાપ્ત ષોડશ ઉપચારવડે વેદોકત વિધિ પ્રમાણે દેવોને પૂજે.

આ પ્રમાણે ઉપરનાં વાક્યોથી વાંચનારાઓના ખ્યાલમાં આવ્યું જ હશે કે શિવનું નામ લેવાને બાધ નથી. તેમ શિવ વિષ્ણુ જુદા નથીજ. એકજ છે, છતાં અણસમજથી નાહકનો દ્વેપ કરી પોતાનો સ્વાર્થ સાધવા માટે દ્વેષનાં વાક્યો આધુનિક સાંપ્રદાયિક આગ્રહી લોકો એ ગ્રંથોમાં દાખલ કરી નાહકના લોકોને ભમાવે છે એ શોચનીય છે. એ પરસ્પર દ્વેષનાં વાક્યોમાં કહ્યું છે કે—**शिवार्चनाद् ब्राह्मणस्तु शुद्रेण समतामियात् । तिर्यक्पुण्ड्रधरं विप्रं चाण्डालमिव संत्यजेत् ॥ वैष्णवः पुरुषो यस्तु शिव ब्रह्मादि देवताः । प्रणमेतार्चये द्वापि विष्टायां जायते कृमिः ॥** શિવનું પૂજન કરવાથી બ્રાહ્મણ શુદ્રની સમાન થઇ જાય છે. ત્રિપુંડધારી બ્રાહ્મણને ચાંડાલની સમાન ત્યાગી દેવો. જે વૈષ્ણવો શિવાદિ દેવતાઓને પ્રણામ કરે અથવા પૂજન કરે તે વિષ્ટાનો કીડો થાય છે. એ પ્રમાણે અણસમજુ વૈષ્ણવો કહે છે. તથા અણસમજુ શૈવો દ્વેપથી કહે છે કે, **विष्णु दर्शन मात्रेण शिव द्रोहः प्रजायते । शिव द्रोहान्न सन्देहो नरकं याति दारुणम् । तस्माच्च विष्णु नामापि न वक्तव्यं कदाचन । य सन्तप्त शंखादि लिंगांकित तनुर्नरः स सर्व यातना भोगी चाण्डालः कोटि जन्मसु ॥** વિષ્ણુના દર્શન માત્રથી શિવનો દ્રોહ થાય છે અને શિવના દ્રોહથી અવશ્ય દારુણ નર્કને પામે છે. તે કારણ માટે ક્યારે પણ વિષ્ણુનું નામ ન લેવું જોઇએ. જે પુરુપ સંતપ્ત શંખાદિથી ચિહ્નિત ( ધાતુની બનાવેલી છાપો તપાવીને શંખાદિની છાપ લીધેલા ) હોય છે તે મનુષ્ય સંપૂર્ણ નર્કની યાતના ભોગવીને કોટિ જન્મ સુધી ચાંડાલ થાય છે. એ

પ્રમાણે કદાગ્રહી આધુનિક સામ્પ્રદાયિકોના ક્ષેપક શ્લોક પદ્માદિ પુરાણોના નામથી સાંભળીએ છીએ. હવે એ ઉપર બુદ્ધિમાન્ પુરુષો વિચાર કરી શકશેજ કે એ શ્લોક ઇર્ષ્યાએ પરવશ થયેલા અજ્ઞાનીઓની કપોલ કલ્પના છે. કે જે દ્રોહનું મૂળ છે. જો શિવનું નામ લેવાથી, પૂજન કરવાથી માઠી ગતિ થતી હોય તો શ્રુતિ શા માટે એમનું નામ લે અગર પૂજન કરે? વળી, રામચન્દ્રજીએ, કૃષ્ણ ભગવાને, બૃહસ્પતિ, વ્યાસ, વાલ્મિક, અગસ્ત્યાદિ ઋષિઓએ, દેવ, ગન્ધર્વ અપ્સરાદિકોએ જે શિવનું ગાન કરેલ છે તથા પૂજન કરેલ છે તેની શી ગતિ થશે? તો એવું કદાગ્રહનું વાક્ય કહેનાર સમ્પ્રદાયને અનુસરનારાઓએ વિચારવું. વળી વિષ્ણુ ભગવાને પોતે પણ એમનું નામ લીધું છે તથા પૂજન અર્ચનાદિ કરેલ છે; અને અમે એક રૂપે છીએ એમ કહે છે. તો તેમની પણ શી ગતિ થવાની? તે પણ વિચારવું. તે કદાગ્રહી શૈવ તથા વૈષ્ણવ બન્નેનાં મૂર્ખાઈ ભરેલાં કદાગ્રહનાં વાકયો છે, માટે તે સર્વથા ત્યાગ કરવા યોગ્ય છે. શિવ અને વિષ્ણુ એકજ છે, એમાં જરા પણ ભેદ નથી એ નિશ્ચય માનવું.

આ પ્રસંગે એક વાત મૂકવામાં આવે છે તે એ કે—એક મહાત્મા હતા. તેમના બે શિષ્યો હતા. એક મ્હોટો અને બીજો ન્હાનો. મ્હોટો શિષ્ય જમણા પગની સેવા કરતો હતો અને ન્હાનો શિષ્ય ડાબા પગની સેવા કરતો હતો. તે તે પગમાં તેઓએ મમતા બાંધી. પછી એક સમયે ગુરુ જમણું પડખું વાળી સૂતા ત્યારે ડાબો પગ જમણા પગ ઉપર આવ્યો; આ વખતે ન્હાનો શિષ્ય કાર્ય પ્રસંગે ગામમાં ગયો હતો પણ મ્હોટો શિષ્ય ગુરુજી પાસે બેઠો હતો. તેણે ન્હાના શિષ્યની ગુરુ સેવાનો ડાબો પગ પોતે જે ગુરુજીનાં જમણા પગની સેવા કરે છે

તેના ઉપર આવેલો જોયો, તે જોઈ તે મ્હોટા શિષ્યને ગુસ્સો થયો કે હેં! મારી સેવાના પગ પર એ ન્હાના શિષ્યની સેવાનો પગ શા માટે આવે? આમ મનમાં ક્રોધ લાવી એક લાકડી લઇ ન્હાના શિષ્યનો ગુરુ સેવાનો જે ડાબો પગ છે તેના પર બે ત્રણ વખત પ્રહાર કર્યાં, તેટલામાં ન્હાનો શિષ્ય આવ્યો અને પોતાની સેવાના પગને પ્રહાર કરતો જોઇને ન્હાનો શિષ્ય એક લઠ્ઠ લઇને મ્હોટા શિષ્યનો ગુરુની સેવાનો જે જમણો પગ તેના પર પ્રહાર કરવા માંડયો. એ પ્રમાણે સામસામા ગુરુજીના પગ પર પ્રહાર થવાથી ગુરુએ બુમો પાડવા માંડી કે દોડો! દોડો! આ મૂર્ખાઓ મને મારે છે. એ અવાજ સાંભળી આસપાસથી માણસો દોડી આવ્યાં; અને જુએ છે તો બન્ને જણા પ્રહાર કરે છે તે બન્નેને તે આવનાર માણસોએ અટકાવી કહ્યું કે તમે આમ શા માટે કરો છો? ત્યારે મૂર્ખ શિષ્યોએ કહ્યું કે, આ ગુરુજીના જમણા પગની સેવા હું મ્હોટો માટે કરૂં છું; અને આ ડાબો ન્હાના શિષ્યની સેવાનો છે. તે ન્હાના શિષ્યની સેવાનો પગ, મારી સેવાના પગ પર શા માટે આવે? શું એ અન્યાય નથી? માટે શિક્ષા કરૂંજ ના! ન્હાનાએ કહ્યું કે, એ મારી સેવાના પગ પર પ્રહાર કરે તો હું શા માટે એની સેવાના પગ પર પ્રહાર ન કરૂં? શ્રોતાજનો કહે કે, શાબાસ! તમો બન્ને શિષ્યોને! અરે મૂર્ખાઓ, એ પ્રહાર તમે કોના પર કરો છો તે તો જુઓ! એ તો તમારા ગુરુના પગ પર પ્રહાર કરી બિચારા તમારા ગુરુના પગ ભાંગી નાખ્યા, એ તમારી કેવી મૂર્ખાઈ? જાઓ, નાલાયકો, અહીંથી ભાગી જાઓ! એમ કહી બન્ને શિષ્યોને કાઢી મૂકયા અને ગુરુજીને આરામ થવા દવા કરી તેથી કેટલેક દિવસે રાજા થયા. તો આ કદાગ્રહી વાકયો એવા અણસમજુઓનાં છે. તેઓએ પરસ્પર દ્વેષથી જે પ્રહાર

કરાય છે તે પણ પોતાના ઈષ્ટદેવ પરજ થાય છે એમ સમ
નાહકના દ્વેષથી દૂર રહેવું અતિ ઉત્તમ છે, અને ઉપર દાખલ
બતાવેલા મૂર્ખાનંદ શિષ્યોના જેવુ ન થવાય તે ઘણું સારૂં
સમજુ અને શાણાની પરમ શોભા છે.

इति शिवम् । ॐ शान्ति : शान्ति : शान्ति

લિ. શ્રી શંકર જગન્નાથતીર્થ ર
નારાયણ સ્મરણ.

